॥ ॐ ॥

શ્રી લક્ષ્મિકાન્ત નાટક સમાજ.

# વનરાજ

નાટકના ગાયનો તથા ટુંકસાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ચંદુલાલ હરગોવદાસ શાહ.**

**માલેક:—શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ.**

હાલ મુકામ—સ્ટેશનરોડ સુર્યપ્રકાશ થીએટર સુરત.

સુરત ભાગાતળાવ રોડ ઉપર આવેલા શ્રી "ઇન્ડીયા"
પ્રીન્ટીંગ પ્રેસમાં કંચનલાલ ચુનીલાલે છાપી.

**કીંમત ૪ આના.**

॥ ॐ ॥

तत्सत् परमात्मने नमः



# વનરાજ



નામક નાટકનો સાર અને ગાયનો.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

ચંદુલાલ હરગોવનદાસ શાહ.

માલેક----શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ.

હાલ મુકામઃ—સુર્યપ્રકાશ થીએટર સ્ટેશન રોડ—સુરત.



સુરત ભાગાતળાવ રોડ ઉપર આવેલા ધી "ઈંડીયા" પ્રીન્ટીંગ પ્રેસમાં કંચનલાલ ચુનીલાલે છાપી.

આવૃત્તિ ૧ લી સને ૧૯૨૦ પ્રત ૩૦૦૦.

કીંમત ૪ આના

# વનરાજ નાટકનાં મુખ્ય પાત્રો

## — પુરૂષ વર્ગ —

રામસીંહ.... ....રામપુરના રાજા ચંદ્રીકાના પીતા

ભુપતસીંહ.........અભયગઢના ચક્રવર્તી મહારાજા ધીરાજ

ગુમાનસીંહ.........રામસીંહનો ભત્રીજો રામસીંહનું ખુન કરી ગાદી મેળવનાર સુધાનો પીતા

શૂરપાળસીંહ........રામસીંહનો સાળો સેનાપતી સત્ય પ્રયાણ બ્હારવટીઓ વનદેવીનો પતી અને વનરાજનો પીતા

છત્રસીંહ..........માજી દીવાન

વનરાજ............શૂરપાળસીંહનો પુત્ર ચંદ્રીકા અને સુધાનો ભવીષ્યનો પતી

મેરૂલો..............ગુમાનસીંહનો ખાનગી સલાહકાર ખટપટીઓ ખવાસ

પાનાચંદ.... ....એક મખ્ખીચુસ બુઢ્ઢો શાહુકાર

માવજી.... ....તેનો મોટો દીકરો લુખ્ખો શેરદલાલ

પેશો ઉર્ફે પાટકર સાહેબ....કોઈ પણ રસ્તે પૈસા મેળવી મોજમજા ઉડાવનાર માવજીભાઈનો નાનો ભાઈ



## — સ્ત્રી વર્ગ —

વનદેવી.... ........શૂરપાળસીંહની ધર્મપત્ની વનરાજની માતા

વીમળમતી... ...રામસીંહની સ્ત્રી [રાણી] ચંદ્રીકાની માતા

ચંદ્રીકા ...........રામસીંહની પુત્રી વનરાજની ભવીષ્યની પત્ની

સુધા...............શુમાનસીંહની પુત્રી વનરાજની ભવીષ્યની પત્ની

ગુમાન.... .... ....માવજીની પત્ની

મંગળા...... ...પાટકર સાહેબનુ પ્રેમ પાત્ર

એ શિવાય:—સાહેલીઓ, દરબારીઓ, બ્હારવટીઆઓ નૃત્ત્યકાઓ વીગેરે.



શ્રી

# વનરાજ

## નાટકનો ટુંકસાર.

## અંક પહેલો.

### મંગળાચરણ.

પ્રવેશ ૧ લો—દરીયા કીનારો, મીજલસ ભુવન.

ક્રોધાતુર ગુમાનસીંહ ત્યાં ગુમાનનો હજુરી રામસીંહ તથા રાણીના આવવાના સમાચાર આપે છે, ચંડાલોને ગુપ્ત રહેવાની ભલામણ રામસીંહનું આગમન, ગુમાનસીંહની બનાવટી ખુશાલી, રામસીંહે માનેલો ઉપકાર, સર્વ સભાસદોના ગયા બાદ ગુમાનસીંહનું બદલાવું, રામસીંહનું આશ્ચર્ય ! મીજબાની અર્થે બોલાવી વિશ્વાસઘાત કરનાર ભત્રીજા ગુમાનસીંહને ધીટકાર, પરસ્પર લડાઇ, ને રામસીંહનું ખુન. ત્યાં રાણીનું આવવું, તેનું પણ ખુન કરી રામસીંહની પુત્રી ચંદ્રીકાને પોતાને સ્વાધીન અચાનક રામસીંહના સાળા શૂરપાળસીંહનું આવવું, ગુમાનસીંહને હાથે શૂરપાળ કેદ. ટેબ્લો—

**પ્રવેશ ૨ જો—કોમીક.**

એક શ્રીમંત પણ કંજુસ બુઢ્ઢાની સક્કરમી સંતતિ, શેરબજારનો બુચ્ચો દલાલ, તેનો મોટો દીકરો માવજી લેભાગુ વકીલ બની બેઠેલો નાનો દીકરો પૂરો હરામખોર પેથો ઉર્ફે કડકા પાટકર સાહેબ, અને માવજીની ફેશનેબલ બૈરી ગુમાન, ત્રણે મળી બુઢ્ઢા પાનાચંદની પુષ્પાંજલીથી પુજા કરી પૈસા પડાવે છે.

**પ્રવેશ ૩ જો—જંગલ.**

કેદી શરપાળનો શીરચ્છેદ કરવા ગુમાનના સામંતો લાવે છે, ગુમાનસીંહ તેને પોતાની પક્ષમાં આવવા કહે છે, સતીયા પુરૂષો ચંડાળનો પક્ષ કદી નહીં ગ્રહે. ગુમાનસીંહનો ક્રોધ, તેને ઠાર કરવાનો હુકમ આપી ચાલ્યા જવું, બાદ શરપાળસીંહ સામંતોને શીખામણના શબ્દોમાં ધીક્કાર આપે છે, સામંતો શરપાળસીંહને મળી જાય છે, શરપાળનો બચાવ.

**પ્રવેશ ૪ થો—જંગલ.**

શરપાળની સ્ત્રી વનદેવી જેને ગુમાનસીંહે ગર્ભવંતી દેશ પાર કરી છે તે પોતાના પતી શરપાળસીંહના વીચારમાં ફળફુલ લેવા ગયલા પુત્ર વનરાજનું આવવું. માતા પુત્ર વચ્ચે બાર વર્ષપરની વાતનો ખુલાસો, વનરાજનો ક્રોધ, ને વૈર લેવા ગુમાનસીંહના રાજ્ય તરફ પ્રયાણ બાદ ગુમાનસીંહનું પોતાના સલાહકાર મેરૂલા સાથે ત્યાં આગમન વનદેવીને ગુમાન વચ્ચે ઝપાઝપી. અચાનક સામંતોના હાથમાંથી બચેલા શરપાળનું આગમન, પોતાની પત્નીનો બચાવ.

— ટેબ્લો —

## પ્રવેશ ૫ મો—મહેલ

મેરૂલાના વીચાર. ત્યાં ગુમાનસીંહનું આવવું. વનદેવીને, બચાવનાર શરપાળ કેમ જીવતો રહ્યો તે વીચાર ત્યાં વનદેવીનો પુત્ર વનરાજ જે ગુમાનસીંહના હજુરી તરીકે આવી રહ્યો છે, તેને બોલાવવો ને મેરૂલાને તેડવા મોકલવો, મેરૂલો હાજર બાદ ચંડાલ ગુમાનસીંહના રામસીંહની પુત્રી ચંદ્રીકા સાથે પરણવાના પાપી વીચાર. ખુશામદી મેરૂલાની હામાં હા ત્યાં માજી દીવાન છત્રસીંહનું આવવું. બુદ્ધીશાળી છત્રસીંહનું ચંદ્રીકા તમારી બ્હેન થાય છે તેને પરણાવવાના વીચાર અયોગ્ય છે એમ કહેવું ગુમાનની પકી હઠ. મેરૂલાની પાણી ચઢાવવાની તરકીબ, છત્રસીંહનું ખુશામદીને ધીક્કાર આપી જવું.

## પ્રવેશ ૬ ઠ્ઠો—મહાલય

ઝુલાપર ઝુલતી ચંદ્રીકા, તથા સુધા, અને સખીયોનો હાસ્ય વિનોદ, સુધાના મુખમાંથી ચંદ્રીકા કોણ છે તેનો ખુલાસો. માતા પીતા વીનાની ચંદ્રીકાનો અફસોસ. સુધાની ધીરજ, બાદ ચંદ્રીકાએ લખેલા ચાર પ્રશ્નોનુ વીવેચન, સખીઓનું ગમ્મત કરી જવું. ત્યાં વનરાજનુ આવવું, પ્રશ્ન ઉત્તર લખતા ચંદ્રીકા અને વનરાજ વચ્ચે પ્રણયક્રીડા, ચંદ્રીકા વનરાજને વરમાળ અર્પે છે, બાદ વનરાજનું જવું. ગુમાનસીહે આવી ચંદ્રીકા પાસે પ્રેમની માંગણી કરવી પુત્રીવત પાળેલી કન્યા તેની પ્રત્યે દુષ્ટ વીચાર કરતા ગુમાનસીંહને ચંદ્રીકાની શીખામણ. છંછેડાયલા ગુમાનસીંહનો ચંદ્રીકાને કેદ કરવાનો હુકમ.

### પ્રવેશ ૭ મો—કોમીક શેર બજાર.

બુટ્ટા પાસેથી મેળવેલા પૈસાવડે માવજીભાઈ યાહોમ કરી ઝુકાવે છે, અને જોશીના વેશમાં આવેલો પેથો પણ લોકોના ખીસ્સાંપર કાતર ચલાવે છે, પણ ચોરને પોટલે ધુળની ધુળજ રહેવાથી પાછા લુખ્ખા બનેલા બન્ને ભાઇ પૈસા મેળવવાની કોઇ બીજી યુકિત લડાવે છે. અંધ શ્રદ્ધાળુ બુટ્ટો ત્યાં આવી પડતાં બના જોશીના વેશમાં રહેલો પેથો અકસ્માતથી તેનું મ્હોત નજીક આવ્યાનું જણાવે છે, જેથી ગભરાઇને બુટ્ટો જંગલમાં ન્હાસી જાય છે, જેથી કોઇ રીતે ઘર સળગાવી તેમાં બુટ્ટાને મરી ગયલો ઠરાવી મીલકત પચાવી જવાની યુકિત માવજીના ગયા બાદ પેથાની ભાડુતી પત્ની મંગળાનું આવવું, અને ઉભયનો કૃત્રિમ પ્રેમાલાપ

### પ્રવેશ ૮ મો—ભયાગાર.

કેદી ચંદ્રીકા વીચારમાં. ગુપ્ત માર્ગે વનરાજે પ્રવેશી ચંદ્રીકાને વીદાય કરી દેવી. બાદ શરપાળે બ્હારવટીઆ મીત્રોને સાથે લઈ પોતાની ભાણેજ ચંદ્રીકાને બચાવવા આવવું પીતા પુત્રનું સંમીલન. બાદ શરપાળનું મીત્રો સાથે જવું. ત્યાં ગુમાન તથા મેરૂલાનુ આગમન. અચાનક સુધાનુ આવી બાપને શીખામણુ આપવી ગુમાનનો ગુસ્સો, સુધાનુ જવું. વનરાજને તે સ્થળમાં જોઈ ગુમાનનો ક્રોધ વનરાજના નીડર જવાબ. ગુમાનનુ સમશેર લઇ ધસવું, વનરાજનું ન્હાસી છુટવું. ગુમાનનું પાછળ પડવું. —ટ્રાન્સફર—

પ્રવેશ ૯ મો—શૂરપાળનો કીલ્લો.

શરપાળ, પત્ની વનદેવી સાથે વાતચીતમાં ત્યાં ચંદ્રીકાનું આવવું મામા-ભાણેજી વચ્ચે વાતચીત, સર્વનું કીલ્લામાં જવું, ગુમાનસીંહનું ચક્રવર્તી મહારાજા ભુપતસીંહની મદદ લઇ પ્રવેશવું, શરપાળને ભુપતસીંહ તાબે થવા સમજાવે છે, શરપાળના માર્મીક જવાબ ભુપતસીંહનો ક્રોધ કીલ્લાને તોડી શરપાળને પકડવાની આજ્ઞા, કીલ્લાનું તુટવું, લડાઇમાંથી શરપાળ સમય વીચારી છટકી જાય છે, વનદેવી ગુમાન હસ્તે કેદ, ચદ્રીકા ભુપતસીંહ હસ્તે કેદ.

ટેબ્લો.



# અંક બીજો.



પ્રવેશ ૧ લો—વસંત ભુવન.

સુધા તથા સખીઓ ગરબો, બાદ સુધાને પરણવા સબંધી સખીઓનો વાર્તાવિલાપ, સુધાનો ખુલાસો, ચંદ્રીકા જે "વર" ને પરણે તેજ "વર" ને પરણવાનો મનનો દૃઢ નિશ્ચય, પ્રમાણીક સુધાનો ચંદ્રીકા માટે બળાપો. ત્યાં ગુમાનસીંહનુ આવી પુત્રીને વનરાજની હઠ છોડવા હુકમ, સુધા અડગ, ગુમાન તલવાર લઇ મારવા ધસે છે, સખીઓનું વચમાં પડવું, સુધાનો બચાવ. ટેબ્લો—

## પ્રવેશ ૨ જો—કોમીક.

ઘર સળગાવી તેમાં બુઠ્ઠાને મરી ગયેલો જાહેર કરી બન્ને ભાઇ મીલકતની વ્હેંચણી કરવાનો વિચાર કરી રહ્યા છે ત્યાં બુઠ્ઠાનું આવવું, તેને ભૂત ઠરાવી પેટીમાં પૂરવો, બાદ મીલકતની વ્હેંચણી, અને તેમાં મોતીની માલા માટે પરસ્પર ભયંકર તકરાર માવજીનું ગુસ્સે થઇ ચાલી જવું, બાદ તેને પુરો ઉડાવવાના ઇરાદાથી પેથો બધી મીલકતનો પોતાને એકલાનેજ વારસ ઠરાવવાનું વચન લઇ બુઠ્ઠાને પેટીમાંથી બહાર કાઢે છે અને નાત પટેલની મદદ વડે માવજી-ભાઇની સામે થવા ઉશ્કેરે છે.

## પ્રવેશ ૩ જો—મહેલ.

મેરૂલાના વિચાર, છત્રસીંહને કાંટો કાઢી પોતે પ્રધાન પદવી લેવાના વીચારમાં, ગુમાનસીહ શૂરપાળસીંહને કાલ્લો તોડ્યો તેથી આનંદમાં, ત્યાં છત્રસીંહનું આવી સદ્બોધ આપવો, કેદ કરેલી વનદેવીને છોડી દેવાની વીનંતી, ગુમાનસીંહ દીવાનનુ અપમાન કરી ધુતકારી કાઢે છે. બાદ મેરૂલો છત્રસીંહને માટે કાન ભંભેરે છે, છત્રસીંહને કેદ કરવાનો ઠરાવ ગુમાનનું જવું બાદ ખુશામદી મેરૂલાના હવાઇ વીચાર.

## પ્રવેશ ૪ થો—ભૂપતસીંહની છાવણી.

શૂરપાળના સામંતો ચોરી કરવાના ઠરાવમાં ચોરી કરવા જતાં સીંહનું નીકળવું અચાનક આવેલા વનરાજની બંદુકથી સીહ ઠાર થવો સામંતોનું ન્હાસી જવું, ભુપતસીંહનું જાગવું વનરાજને બંદુક ફોડવા બાબત ઠપકો, બાદ સીંહને જોઇ ભુપતસીહને મોટેથ

વનરાજના વખાણ, પોતાના ઉપસેનાપતિની પદવી આપવી તેમજ કીલ્લામાંથી કેદ થયેલી, ચંદ્રીકાની સપુરદ, જાવણીની કુચ સતીયા શુરપાળસીંહનું પ્રવેશવું ગતખીનાનો અફસોસ સામંતોનું મલવું અને ગુમાનપર વેર લેવા જવું.

**પ્રવેશ ૫ મો—મહેલ.**

ગુમાનની પુત્રી સુધા તથા સખીઓનો હાસ્યવીનોદ સુધાનો વનરાજ પ્રતી અચલ પ્રેમ.

**પ્રવેશ ૬ ઠો—શયન ભુવન.**

કપટ અર્ધે ગુમાનનુ શયન મેરૂલાનું તરવાર લઇ ગુમાનને મારી નાખવાના હેતુમાં ઉભા રહેવું, ભોળા છત્રસીહનું આવી જોવું, મેરૂલાના હાથમાથી તરવાર પડાવી લેવી મેરૂલાની તર્કટી બુમ ગુમાન જાગૃત, છત્રસીંહપર ખુનનો આરોપ છત્રસીંહના કાલાવાલા પ્રપચીઓની પ્રપચ જાળ, ગુમાન તલવાર લઇ છત્રને મારવા ધસે છે, છત્રસીહ પીસ્તોલ લઇ સહામો થાય છે —ટેબ્લો—

**પ્રવેશ ૭ મો—કોમીક.**

પોતાની સુંદરતા શોભાવવા માટે વસ્ત્રભુષણની ભુખી ગુમાનને કામધિ પેથો દાગીનાની લાલચ આપી પોતાના સાથે દુરાચાર આચરવા લલચાવે છે, પણ સ્વતંત્ર વીચારની છતાં શીયળવતી ગુમાન તરફથી તેનો તીરસ્કાર માવજીનું આગમન અન્ને ભાઇઓમાં પાછી તકરાર ત્યાં નાત પટેલ સાથે પાનાચંદનું આવવું અને કોરટે ચડવાની ધમકી આપી બુઠ્ઠાની મીલ્કત પાછી ઓકાવે છે,

બાદ પેથો બુઢ્ઢા પાસે વારસાની માગણી કરે છે. તેમાં બુઢ્ઢાની વાણીયા વિદ્યા, પેથાભાઇને પાણીચું અને ફિટકાર, માવજી તથા ગુમાનનો સુધરી જવાનો નિશ્ચય.

**પ્રવેશ ૮ મો—કારાગારમાં.**

ભુપતસીંહ હસ્તે કેદ થએલી ચંદ્રીકાની કર્મ કથા, ઉપસેનાપતી બનેલા વનરાજનું કસોટી અર્થે આવવું, ચંદ્રીકાનો સુધ પ્રેમ પ્રેમી દંપતીનું મીલન.

**પ્રવેશ ૯ મો—નજર કેદ.**

ગુમાન હસ્તે કેદ થએલી વનદેવી વીચારમાં, ત્યાં ગુમાનસીંહે આવી પ્રેમની માંગણી કરવી છંછેડાયલી વનદેવીનો ક્રોધ અચાનક મેરૂલો આવે છે રંગમાંભંગ, ગુમાનનો મેરૂલાપર ક્રોધ અને સખત તીરસ્કાર મેરૂલાનો ગુમાનને ફસાવી પોતાના અપમાનનો બદલો લેવાનો મક્કમ વીચાર બાદ જવું, અને લશ્કરના વડાને ભંભેરી અચાનક ગુમાનને કેદ કરે છે. — ટેબ્લો —



# અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો– ભુપતસીંહની કચેરી–અભયગઢ.**

પોતાના કેદખાનામાંથી ચંદ્રીકા છટકી ગઈ તેની તપાસમાં વનરાજને મોકલવો. ત્યાં રામપુરથી ગુમાનસીંહની માંદગીના સમાચાર સાંભળવા ભુપતસીંહનું રામપુર તરફ પ્રયાણ.

પ્રવેશ ૨ જો—જંગલ.

કેદી ગુમાનસીંહ પીંજરામાં, ત્યાં પાપી મેરૂલાનુ આવવુ ગુમાનનો ક્રોધ, મેરૂલાનું અપમાન કરેલું તેના બદલામાં ગુમાનસીંહનું રાજ્ય પચાવી પોતે ગુમાનસીંહ નામ ધારણ કરી રાજ્યગાદી ભોગવવાનો દ્રઢ નિશ્ચય અને કેદી ગુમાનને પીંજરામાંજ પીસ્તોલથી મારી નાંખવો બાદ શુરપાળ તથા છત્રસીંહને આવતા જોઈ મેરૂલાનુ પસાર થવુ. શુરપાળ તથા છત્રસીંહનું આવવું લાશ જોઈ મેરૂલાએજ ખુન કર્યું છે એવો સંશય જવાથી સીપાઈઓને મેરૂલાને પકડવા માટે પાછળ દોડાવવા.

પ્રવેશ ૩ જો—કોમીક.

ભીખારી થએલા પાટકર સાહેબ, નાયકા મગળા પાસે પૈસા ઉછીના માગે છે પણ જવાબમાં ખાસડાંનો માર મળતા પેથો પસ્તાય છે અચાનક આવી ચડેલા માવજીનો તેને દીલાસો. ત્યાં ગુમાન અને બુઢાનુ આવવુ ખત્તાખાઇ ઠેકાણે આવેલા છોકરાઓને બુઢો અરધી મીલકત વ્હેંચી આપે છે. જેથી સર્વને આનંદ.

પ્રવેશ ૪ થો—પહાડ.

મેરૂલાના લશ્કરીઓ વનદેવી તથા સુધાને મારી નાંખવા લાવે છે ત્યાં મેરૂલો આવી પોતાની પ્રપંચતામાં મગરૂર સુધાનો ધીટકાર મેરૂલાનુ જવું અચાનક વનરાજનું આવવું માતા તથા ભવીષ્યની બીજી પત્ની સુધાનો બચાવ. — ટેબ્લો —

પ્રવેશ ૫ મો—રસ્તો.

પુરૂષ વેશમાં નીકળેલી ચંદ્રીકા બનરાજની સોધમાં, વનદેવી તથા સુધાને બચાવી નીર્ભય સ્થળે રાખી વનરાજનું પણ ચંદ્રીકાની સોધ અર્થે નીકળવુ, અચાનક બન્નેનો મેલાપ હર્ષ વધાઇ રામપુરની ન્યાય સભામાં પરીક્રમણ.

પ્રવેશ ૬ થો—રામપુરની કચેરી.

ગુમાનસીહને બદલે મેરૂલો ગુમાનસીંહ નામ ધારણ કરી રાજા બન્યો છે. ત્યાં ભુપતસીહનું આવવું મેરૂલાના પેટમાં ધાસ્કો રાજ્ય ભક્ત શુરપાળનું આવવું. અને ગુમાનનું ખુન કરી પાપી મેરૂલોજ ગુમાનસીંહ નામ ધારણ કરી રાજા બન્યો છે એવું જાહેર કરવું મેરૂલાનો પાપઘટ ફુટવો, રાજ્યભક્ત શુરપાળસીંહ અને છત્રસીંહના ચક્રવર્તી રાજા ભુપતસીંહને મોઢેથી વખાણ, વનદેવી સુધા, ચંદ્રી તથા વનરાજનો પ્રવેશ છેલ્લો ન્યાય પાપી મેરૂલાને તમચાથી શુરપાળસીંહ મારે છે. મેરૂલાનું મરણ પાપીને પાપકર્મની શીક્ષા, વનરાજને રામપુરની ગાદી બક્ષીસ, ચંદ્રીકા તથા સુધાનો વનરાજ સાથે ભુપતસીંહના સ્વહસ્તે હસ્તમેળાપ.

આનંદ ! આનંદ !! આનંદ !!!

## — સમાપ્ત —



શ્રી




# વનરાજ

## નાટકના ગાયનો.



### મંગળાચરણ.

સૂત્રધાર અને બાળાઓ—

પરિબ્રહ્મ શ્રી..............પરમાત્મા,
રહીત ત્રિગુણ નિત્ય જગત્રાતા—
સોહં નિરંજન અખંદાનંદ અવ્યક્તા
તત્વ તમ ચરાચર વિશ્વ
મય વિભુ સુખ ત્રાતા—પરિ૦
વિભુ કૃતી, અલ્પ મતિ
રચી ધરૂં ચર્ણ પ્રતી મુદમાતા—પરિ૦

બાળાઓ— ૧

લખ્યા લેખ નવ ટળે, ભલે જન કોટી વીચારો કરતું-શાણા હાં
ઇશ તણી ઇચ્છા વીણ કોથી, શુષ્ક પાન નવ ખરતું-શાણા હાં
દમયંતી નળરાય સહાથી, સત્ય શીયળ સંગાથી;
રાજ તાજ તારાજ થયાં એ, કર્મગતી ના કળાતી-શાણા હાં

દશરથ નંદન રામરાયને, રાજ્યભીષેક તૈયારી;
સીતા સાથે વન વન રખડી શીરપર જટા વધારી–શાણા હાં
સુખ દુઃખનો તડકો છાંયો, સુરકીન્નર શીર ધારે;
ધર્મ જય અંતેજ ભલાજન શીદ કુલાતો ભારે–શાણા હા

માવજી— ૨

આ જગમાં જર થઇ પરમેશ્વર સહુના ઉપર સર છે
કામ સરખાં બહુ એનાથી સહુના જીવતર જરપર છે—
ઝુકતો જમાનો છે પૈસાનો, સુખ વૈભવને ઇજ્જત એ માનો

[ કોરસ ]

જે. પી થવાયે જેથી કે. સી. એસ આઇ. મજેથી
જો ખીસ્સાઓ તર છે, નહીં તો નર તે ખચ્ચર છે—

ગુમાન— ૩

આ કળી મધુર ખીલેલી પુર મનવંશ કરનારી
નારી નવેલીના અંગમાં અનંગ રાજધારી
હું છું હીરાકણી કરોડ થકી કીંમતી
નારી ચાંદનીમાં હું તો ચંદ્ર સમી દીપતી
દીલના દીવાના હું પર જાય વારી—

ગુમાન-માવજી— ૪

પ્રાણ સાથે ફેટીનમાં ફરશું, અમે તો આમ
પ્યારી મારી સુધરેલી, પુરેપુરી તમામ
મારા હાથમાં હું રાખીશ ઘોડાની લગામ
જોઈ તને પીધેલા થાશે ગોલા તમામ
લાઈન્સ તરફ જાશું ડુમ્મસ અને ભીમપોર
જાશું બા સવારે સાંજે કરીશું વન્સમોર
હાં ચાલો, હાં ચાલો ભાઈ, ચાલો ભાઈ ચાલો
મારા અમદાવાદી લાવો સારી સાડી
ઉપર છાંટો બહુ સારા સેન્ટો તમામ
સંભાલો, સંભાલો ભાઇ, ખનનન, ખન, ખન—સં૦

વનદેવી— ૫

છે અદ્દભુત કૃતિ, અકળ અતિ
સુર્ય ચંદ્ર સુર છે સહુ અંક આધીન
હારી હું મતી હે જગપતિ—છે૦

વનદેવી-વનરાજ— ૬

વીજય હજો પ્રીય બાળક તારો, દઉં આશીષ સુખાકારી,
નીતી ધર્મ ને હૃદયે ધરજે, ન્યાય પંથમાં સધ વિચરજે;
આશીષ આપ ચઢાવું શીરપર આવું હું અરિદળ સંહારી,
આવીશ યશ નીર્મળ વરતાવી
બાંય ગ્રહો વીભુતારી—વીજય૦

છત્રસીંહ—                ૭

ધીક્ક નીચ તમને, દુર્જન કષ્ટ કામ અંધ કપટ કાજ સાખી
તજે સુધર્મ ન્યાય વૃક્ષ છેદી
તને ધીક્કાર (૨) લાખવાર, પાપી કાળાં કૃત્યને કરતા
નકૂટ નીચ ચપટ થાય પલકમાં—ધીક્ક૦

સખીઓ—                ૮

દીવ્ય મનોહર મહાલય આ—
મીના કહી કારીગીરીથી છાજે,
સમીર સુખદ શીતળ આવે;
સુરપુરી સમ મન લોભાવે—
શોભા આ શી શશીની કળા
આમન દ્યુતિ છે નભ ચપળા,
ઝુલે રાજ કુમારીકા—હાં૦

સખીઓ—ચંદ્રીકા—                ૯

શાણી મુગ્ધા કનક રંગધારી અનંગ અંગ આલી
મગન મન—વાહવા
બહુ બોલી બ્હેકેલી, ચળેલી શું ખાલી
ઓ ઘેલી સાહેલી ઉમંગ મન
વાહવા—શાણી૦

ઘેલી સરીતા ભાગ્યજ ફળશે
સાગર સમ દેવાંશી વરશે
રંગે ચંગે પતિ સંગે ઉમંગે રમશે (૨)
હાં ભેગી ભ્રમર વીણઘેલી બનેલી
અંગકળી ખીલેલી, વાહ શાણી સાહેલી—

ચંદ્રીકા—વનરાજ— ૧૦

શીર મુકુટમણી શૃંગાર
આરોપી પ્રેમ માળ
છો ભાગ્યના ભંડાર
ઈંદીવર શશી આધાર
ધન પ્રેમદા સુખદ સુંદર શાણી સ્નેહ સુધાની દાતાર—
ગુણ સાગર સુજાણ
શામ અંતર આરામ
ભાવે ભેટો સુધામ
પ્રીત પુષ્પે વધાવી ઓવારૂં આ પ્રાણ; સુભાગી સરદાર—

મંગળા—પેથો— ૧૧

શ્યામ સૂનાં મંદિરિયાં શોભાવોરે શ્યામ આવોરે
રાખું નયનોમાં તોય તલસાવોરે શું રીબાવોરે—
માંડો કામ તણી કોરટમાં દાવો

થાય સાબીત જો આપના ગુન્હાઓ
પૂરો દીલમાં કે નેનમાં નચાવો
બસ કુરબાન દ્યો રસપાન (૨) શ્યામ—

ચંદ્રીકા— ૧૨

અડગ સતી ના ડગે નીજ શીયળ વૃતથી
પડે દુઃખના ડુંગર
આપ પતીથી હોય કદાપી સર્વ સુખે રત્નાકર
સીતાને દમયંતી ઉપર પડયાં દુઃખ બહુ ભારી
ચળે સુર્ય પણ ચળે ના સતીઓ ધીરજ હૃદયે ધારી
ગાન ગાયે સુર મુનીવર કીન્નર—

વનરાજ—ચંદ્રીકા— ૧૩

સ્વામી શીરનામી જાઉં છું, વ્હેલા વળજો મમશ્યામ;
સુંદર સદની સીધારશો, સત્વર શાણી સુખધામ,
ઓ રસીયા મન વસીયા
સ્નેહથી ફસીયા પ્રાણુ મેં, છો રસીયા હું શીરતાજ—
જાદુભરી મીન ચક્ષે, વશ કરનારી;
સુંદર વર શામળીયા,
વાહ! ચંદ્રીકા ચપળા;
અહુ માળા,
પ્રીતેથી, આલિંગન દો રસરાજ—સ્વામી૰



# અંક ૨ જો

---

સખીઓ—સુધા— ૧૪

## ગરબો.

સજની ચાંદની, જોની રળીયામણી,
મુર્તિ શાંત નીશ કાન્ત, સુધારસે ભરી બ્હેની—સજની૦
શુક્ર તેજ મંદ હોયે, આનંદે સૃષ્ટી દેવી;
જગ મંગે જ્યોત કેવી, સંયોગી મનને ભાવી.

## ( સાખી )

ગીરી શ્રંગ ધવલ મનોહરા, સાગર ખુશ ઉભરાય,
વીજય સુવંદે માતૃનો, જોતાં એ ગભરાય.
શશી ઉદયનો ડંકો વાગે,
ધ્વની સુનીને ગણ ગ્રહમાં ભાગે;
ભલી કુમુદીની પ્રેમે જાગે,
પોષીત નાયકા ઉરખીર ત્યાગે.
આ મન દ્યુતિ વીદ્યુત વિરાજીત જ્યોત કપોળ અતિ સુખકારી,
પંક્તી દંતની રક્ત સુનેત્રને રીજીવે જોઇ જળે ગતી ધારી.
ધન્ય અતી સદભાગી પતી સતી શીરમણી પ્રેમે અંકજ ધારી,

મંગળ શુકુન મંગળ સુચન દંપતી દીપતાં મંગળકારી.
દ્વીતજ થાતી સુર અંગના સદગુણીને જોઈ,
અમ્રત સમ એ સેવા સાજે મીષ્ટ મેવા બેન એ
સર્વ હીંદબાળા ધારોને ધર્મ સ્તોત્ર આ
ધન્ય ભાગ્ય જેનાં.........................

સુધા–સખીઓ— ૧૫

નેન મટકેને લટકે, ઝાંઝર ઝણુકે
કમળ અગ સંગ મધુપ કોઈ ભટકે
મેના શુકની પ્યારી તરૂવેલી જોડી સુરસ છલકે—નેન૦
પીયુ વીણુ છેકજ ઘેલી બની
મળશે એ રસીયા, શશી ભાગ્ય કુમુદની દેવ હૃદયના
મન ભાવ્યાં ( જો અહીં આવ્યાં )
ધીરી ધીરી સખી શાને લોભાઓ
અંગ ઉમંગથી હર્ષે ડોલાવો
વાહ (૩) મન મલકે
વનરાજ હૃદય ખટકે—વાહ—નેન૦

માવજી–પેથા— ૧૬

કહું છું છેક છકી નવ જા ઝાઝો ઉતાવળો નવ થા
ઝપાટો જોજે હવે જોજે હવે—

કરડે નહીં ભસનારા શ્વાન તુંથી કોણ ડરે હેવાન
ઘેર જઈ રોજે હવે, રોજે હવે
પાઘડી માટે માથું ભાઇ છે ખોવાની આ મૂર્ખાઈ
કરીશ ડંડાથી ભરવાઇ અને તું તો રોશે પસ્તાઇ
છંછેડીને ઝેરી સાંપ મૂકે કાં ગરદન પર કાપ—ઝપાટો૦
બોલે તેથી કાંઇ નવ થાય ગાજ્યા મેથીના વરસાય
મારૂં નાક ભલેને જાય પણ તું ભીખ માંગતો થાય
સીધે સીધો અહીંથી ચાલ નહીં તો ખેંચી નાખીશ ખાલ–ઘેર૦

મેરૂલો— ૧૭

જોયાંને જોજો કાવાદાવા મેરૂલાજીના
જગમાં જનમ્યો હું સરખો કોઇ કેશો નાજીના—
બની રાજા ધીરાજ રાણી હું લાવું કોઇ
જોઇને નખરાંનાજ મેરૂજી પડગે મોહી
હા, હા, હા,
ધન્ધા કરતો હાજીહાના શયતાની પાજીના
પૈસા પડે છે નર યારો અકલની બાજીના

શૂરપાળ— ૧૮

કપટી ગુમાન ખુની તું ગુલામ
પાપીઆ પુતળા પાપના

ઝેરી ભુજંગ છુટું તું અંગ વીખજ દંત ક્ષણમાં
અગ્નીથી ઉડશે ધડથી પાંખો તું બાજની
હૃદય આ ભડકે ક્રોધ અગ્નીથી
ઝવાળા રકતે બુઝાવું હા—

સુધા–સખીઓ— ૧૯

વાહ શરમાળી બાળા જપે તું સ્નેહ માળા
ઢાલા શ્યાની ચાળા કરે બેન
વ્હાલા રસીયા એ વશીયા હું વારૂં
કમળ ભ્રંગ નીશનાથ ચંદ્ર જો
સુખ રૂપ સ્વામી નયન તારા—શર૦
ઘેલી છેક બની બેની કળી અલી વીણુ તું
પતી પતી રટે રતિ કામદેવ જેમ તું
હું હંસી એ સરોવર માન છે
રસીયા વસીયા નીરખ્યા છોગાળા—શર૦

સુધા— ૨૦

મારા શામળીયા સુજાણ પ્રાણ નેન બાણ મારી
મને ઘાયલ બનાવી
સુખકર લાલા પ્રાણથી વ્હાલા
મુરવિ અંતર પટ જામી
એ મમ સ્વામી છે સુખ ધામી
મનહર નટવર મળશે
રાહણુ આનંદ રેલશે—

ગુમાન— ૨૧

લટક ચટકે લોકના હ્રદય હરી
ચટક ભરી ચાલતી મ્હાલતી હું મદ ભરી—
મધુર વદન રસીક નયન
નીરખી સ્વરૂપ સહુ મરતા
હું તો એ સર્વને બનાવી વાહ
થઇને લલીત લ્હેરી બારીક વસ્ત્ર પહેરી—ભાઇ વાહ
મ્હાલતી હું મદ ભરી પિયૂમાં પ્રીતિ ધરી—

ગુમાન—માવજી— ૨૨

સુધરી જઇશું સુખમાં રહીશું, અમો આજ પછી સાદાઇ થકી
મનગમતી મોજોજ માલવામાં, હવે તો માલ નથી;
આજકાલની ફેશનમાં, ફોકટ નાણાં બરબાદ કરી
કીધા ધંધા ઉંધા જગમાં, જોડા ખાધા બસ પેટ ભરી;
તજી ફેશનો તમામને, જુની રીતો પર ધ્યાન ધરી,
તજી પાઉં બીસ્કીટ સલેસો ખાશું રોટલા વેઠ કરી—

વનરાજ—ચંદ્રીકા— ૨૩

મન સદા ચહાશે એ મનહરને નવ ચહાશે હાં
માન મધુરી વેલી, ખુબ ખીલેલી અલી (૨)
જાઓ નહીં શરમાવો (૨)
રતી અનંગ તુલ્ય સુંદર જોડી—

જાને નીચ નાદાન, જણ્યો તું માતુએ પાષાણ
સાકરમાં દુધ ભળે છે, કડવું શાને માને છે,
અરે જા, મતી મંદ તું છે—

વનરાજ–ચંદ્રીકા— ૨૪

વાહ શામળીયા સ્વામી ન મળીયા, સોભાગી રસીયા
અમ્રત વર્ષણ દર્શન તમ પાતળીયા, સુંદર મન વસીયા—
સ્નેહ સુમનની માળ, ધારો કંઠે પ્રીય મારા—હાં
મંજુવાણ સુધાપાન, નેનાં મોહ બાણ
આપ ચિંતામણી હારે,
હીરામણી, રમણી, નમણી, નમણી—



# અંક ૩ જો.

---

માવજી-ગુમાન-પાનાચંદ-પેથો—૨૫

સુખમાં છલકાઇ, મદમાં મલકાઈ
ન અભિમાની થઇએ,
આવકસર કહી કરકસર કરી
નિશ દિન હદમાં રહીએ—
નીતિથી ધન મેળવશું, ને સુખમાં રમશું જમશું
ન ડાળમાં ડૂબી જશો તો દીકરા સુખી થશો
આ અનુભવીના શબ્દો છે અનમોલ
તેમાં પિતા છે પરમાત્માને તોલ
તેમની આજ્ઞા નવ લોપાઇ
સુખી થઇ જઈશું બન્ને ભાઇ
આનંદ આનંદ વ્યાપ્યો આજ
ભાઈ વાહ (૨)—

ચંદ્રીકા— ૨૬

કોઇ સંદેશો કેજો સોભાગી શામને
નામ જપતી પતીની માળ........

ક્યાં વસીયા, હું રસીયા, શામળીયા, છોગાળા નાથ
ગ્રહો હવે હાથ
સૂર્ય પ્રકાશ વીના શશી, ધરણી તળ અંધકાર
કંથ વીનાની કામની, સાકર વીણુ કંસાર
મીન મરશે નીર વીયોગે, દરશ દો પ્રાણ

ચંદ્રીકા–વનરાજ— ૨૭

મારા મનનારે, હરજી, બાળા લ્યો સ્વીકારી
ચંદ્ર ચકોરી દર્શન પામી, હસીને આલીંગન દો સ્વામી
મુરતી મનહારી.... .... .... ....
સુંદરી થાલો રંગમાં મ્હાલો, અધર તણું દો દાન
પ્રેમનો સાગર વાહ છલકાય રે રસઘેલા લ્યો ચાલો
ધીરે ધીરે વાહજી... ... .... ....



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજનો મુકામ જ્યાં હોય ત્યાંથી રોકડી કીંમતે મળશે, વી૦ પી૦ થી મોકલવામાં આવશે નહીં.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | વીર ઘટોત્ગચ્છ નાટકનાં ગાયનો | | | ૦—૪—૦ |
| ૨ | વીર વિજય | ,, | ,, | ૦—૪—૦ |
| ૩ | ઓડાણો | ,, | ,, | ૦—૪—૦ |
| ૪ | વનરાજ | ,, | ,, | ૦—૪—૦ |
| ૫ | વિજય લક્ષ્મિ | ,, | ,, | ૦—૪—૦ |
| ૬ | કુમારપાળ | ,, | ,, | ૦—૪—૦ |
| ૭ | શંકરાચાર્ય | ,, | ,, | ૦—૪—૦ |
| ૮ | શકુંતલા | ,, | ,, | ૦—૪—૦ |
| ૯ | વીર કુણાલ | ,, | , | ૦—૪—૦ |
| ૧૦ | કુસુમચંદ્ર | ,, | ,, | ૦—૪—૦ |

માલેક:—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.